सत्यंपरंधीमहि.

# રાજ્યાભિષેક મહોત્સવ

અથવા

# દિલ્હિ દરબાર

(સન ૧૯૦૩ નો).

રચનાર

ભગવાનલાલ રણછોડલાલ બાદશાહ.

અમદાવાદ.

રાજનગર ટાઇપ ફાઉન્ડરી પ્રીન્ટીંગ પ્રેસ.

સંવત ૧૯૫૯ સન ૧૯૦૩.

કીમત ૧ આનો.

सत्यंपरंधीमहि.

# રાજ્યાભિષેક મહોત્સવ

અથવા

# દિલ્હિ દરબાર

(સન ૧૯૦૩ નો).

રચનાર

ભગવાનલાલ રણછોડલાલ બાદશાહ.

અમદાવાદ.

રાજનગર ટાઇપ ફાઉન્ડરી પ્રીન્ટીંગ પ્રેસ.

સંવત ૧૯૫૯ સન ૧૯૦૩.

કીંમત ૧ આનો.



॥ सत्यंपरंधीमहि ॥

# નામદાર સાતમા એડવર્ડ રાજાની દિલ્હી દરબારમાં શેનશાહપદ ધારણ કરવાની ક્રિયા થઈ તે પ્રસંગે.

તા. ૧ લી જાનેવારી સન ૧૯૦૩ ના રોજ અમદા-
વાદમાં ભરાયલા દરબારમાં અમદાવાદના
નામદાર કલેકટર સાહેબની પ્રથમથી
મેળવેલી મંજુરીથી વાંચેલી
કવિતા.

## હરિગીતછંદ.

---

સન ઓગણીસેં ત્રણ શરૂના માસની શરૂઆતમાં
તારીખ પ્હેલી જાન્યુઆરી તખ્તની ત્હેનાતમાં,
ચારે ખુણામાં હિંદમાં આનંદ આજે છાજશે
આજ દિલિમાં મ્હારાણિજાયો ગાદિયે બીરાજશે. ૧

એડ્વર્ડ એવા નામના ષટ્ ભૂપતી બ્રીટન વિષે
રાજ્યાસને આવી ગયા ઇતિહાસમાં જોતાં દિસે,
એડ્વર્ડ આ છે સાતમા કો મહાત્મા પૂજ્યા હશે
આજ દિલિમાં મ્હારાણિજાયો ગાદિયે બીરાજશે. ૨

બહુ વર્ષ રે'જો અમલ તારો અચલ ત્હારી પેઢિયે,
આશીષ એ આપી તને આ આસને અહિ તેડિયે
લઈ હાથમાં સૌ, અક્ષતો ઊભા ઊભા વધાવશે
આજ દિલિમાં મ્હારાણિજાયો ગાદિયે બીરાજશે. ૩

બ્રીટન તણી ભૂમી થકી કઇ લોર્ડને કઇ લેડિયો,
કરિ ખાસ તેડું આપણા દરબારમાં અહિ તેડિયો
પત્નીસમેતા ડયૂક ત્યાં કોનોટ જાણીતા જશે,
આજ દિલિમાં મ્હારાણિજાયો ગાદિયે બીરાજશે. ૪

બહુ પુરૂષને બહુ નારિયો સહુ આવિયો ઊમંગથી
ભેગી થઈ અહિ મેદિની જો હિંદની બહુ રંગથી,
કઇ હિંદુઓ કઇ પાર્સિયો, યાહૂદિયો આવ્યા રસે
આજ દિલિમાં મ્હારાણિજાયો ગાદિયે બીરાજશે. ૫

અહિ મુસલમાની સર્વ કોમો આવિયા ફીરંગિયો
દેખાય જૂદા વેશથી ચીનાઇને ઈરાનિયો
રહિ નથી અહિયાં જાત બાકી લોક બહુ આવી ધસે
આજ દિલિમાં મ્હારાણિજાયો ગાદિયે બીરાજશે. ૬

નીઝામ હૈદ્રાબાદથી મૈસૂરથી ભૂપ આવિયા
શ્રીમંત ગાયકવાડ સાથે હાથિયોને લાવિયા,
કાશ્મીરના ભુપ રાજવંશી નામ તેનું યાદિયે
આજ દિલિને દરબાર રાણીસૂત બેસે ગાદિયે ૭

જો ગ્વાલિયરના સિંધિયા હોલકર વળિ ઇંદોરના
જયપૂર ઊદેપૂર સાથે જોધપુર ચીતોડના,
એ રાજવંશી સાથ રાજા કચ્છના દેખાડિયે
આજ દિલિને દરબાર રાણીસૂત બેસે ગાદિયે. ૮

મ્હારાજ તાવણકોર કોલાપૂરના ભુપ ભાળિયે
ભોપાળને સીકીમરાજા ભાવનગર નિહાળિયે

ભુપવાંસદ્દાને મોરવી જોંડલતણુા દર્શાવિયે
આજ દિલિને દરબાર રાણીસૂત બેસે ગાદિયે ૯

હાજર દિસે ત્યાં ભૂપ વાંકાનેર ભાવલપૂરના
ભુપ ઝાલરા ઇડરતણુા કોટાતણુા નાભાતણુા
છે નૃપતિ પતિયાલાતણુા સિરમૂર ઝિંડ ત્યાં સ્વારિયે
આજ દિલિને દરબાર રાણીસૂત બેસે ગાદિયે. ૧૦

નૃપ પાલિટાણુા પોરબંદર લીંબડી વઢવાણુના
નૃપ બારિયા ખંભાતના નાંદોદ ધાંગધ્રાતણુા,
તહિ નૃપતિ જુનાગઢતણુા જોતાંજ વરતી કાઢિયે
આજ દિલિને દરબાર રાણીસૂત બેસે ગાદિયે. ૧૧

મોતી તથા માણેક હીરા મણિ કનક કુંદન વિષે
શોભા અતિ સુંદર નૃપોના કાનમાં કુંડળદિસે,
છે રત્નનાં એ તોરણો ત્યાં પત્રનાં શાં બાંધિયે
આજ દિલિને દરબાર રાણીસૂત બેસે ગાદિયે. ૧૨

હુન્નરતણી કારીગરી આ દેશની દશ દીશની
લાવી પ્રદર્શન દિલ્હિમાં શોભા કરી વીશેષની
છે નકશિ કોતરકામ સંગ્રહસ્થાનમાં મન ઘાલિયે
આજ દિલિને દરબાર રાણીસૂત બેસે ગાદિયે. ૧૩

હિન્નરતણી આબાદિમાં અંગ્રેજની બહુ ખ્યાતિ છે
હજુ આગગાડી તારની નીશાનિયો અહિ તાતિ છે
વીમાનને આકાશગાડી સદ્ય સઘળાં સાધિયે
આજ દિલિને દરબારે એડવર્ડ બેસે ગાદિયે. ૧૪

અહિ ઈંદ્રપુરિને સ્વર્ગમાંથી દિલ્હિમાં ઊતારિ જ્યાં
બહુ હદ કરી તેં નાંખિ કરઝન બુદ્ધિની બલિહારિ ત્યાં
છબિ શેનશાની ચિત્તમાં સંભારતાં આવી અડે
આજ દિલિને દરબાર કરઝન રાણિનો ફ્રરઝન ચઢે. ૧૫

સહુ રાજવંશી રાજવી ત્યાં દેવોની સમાન તે
બનિ દિલ્હિપૂરી ઇંદ્રપૂરી દેખનારા માનશે
વાજીંત્રને નીશાન ડંકા ગરગડાટો ગરગડે
આજ દિલિને દરબાર કરઝન રાણિનો ફ્રરઝન ચઢે. ૧૬

અહિ તારિખ નવ અગષ્ટ ફ્રરિથી ઉરમાં આજે શમી
અહિ ઇંદ્રને ઇંદ્રાણિ આજે નિરખિયે સામા નમી
ચીતાર રાજા રાણિનો સંભારતાં નજરે પડે
આજ દિલિને દરબાર કરઝન રાણિનો ફ્રરઝન ચઢે. ૧૭

રાજેંદ્રનો ચીતાર કરઝન દરશને પ[illegible] બધો
ઈંદ્રાણિનો આભાસ લેડી કરઝને [illegible]નો

આભાસ લંડન શ્હેરનો અહિ દિલ્હી મહિ જોતાં જડે
આજ દિલિને દરબાર કરઝન રાણિનો ફરઝન ચઢે. ૧૮

સૂવર્ણથી રથ ગાડિયો શણગારિયો તે બેશ છે
બહુ હાથિયોની હાર દેખ હજારથી વીશેષ છે
છે ભીડ ભારે ગજબ ગરદી, તોયપણ સઘળું ઘડે
આજ દિલિને દરબારે એડવર્ડ ગાદીપર ચઢે. ૧૯

છે સાંભળી સોનેરિ લંકાં કાનનું પીછાણ છે
તું દેખ ભપકો આજનો આ આંખનું એધાણ એ
ઈતિહાસ આજે અસલના તે સાંભરે સુખ સાંપડે
આજ દિલિને દરબારે એડવર્ડ ગાદીપર ચઢે. ૨૦

છોડાય આતસબાજિયો તે ગગનમાં જઇ ગાજિયો
દિપમાળ ત્રેસઠ વર્ષની થઈ સામટી દીવાળિયો
શું દેખિયે ના દેખિયે જન ઠામ ઠામે આથડે
આજ દિલિને દરબારે એડવર્ડ ગાદીપર ચઢે. ૨૧

જ્યાં કૌરવો રઘુ ચક્રવર્તી ભૂપતી આવી ગયા,
એ હસ્તિનાપુર માટ જ્યાં સંગ્રામ પણ ઝાઝા થયા
એડ્વર્ડ તારૂં, ચક્રવર્તી રાજ્ય ત્યાં તો હરનિશે
જો દિગ્વિજયનો આજ ડંકો વાગિયો દુનિયાં વિષે. ૨૨

કંસાર આજે કઈકના રંધાય ઘરમાં ભાવથી
પકવાન ઘીને ખાંડ સાથે ખાયછે સૌ લ્હાવથી
બહુ રમત ગમ્મત થાય છે બહુ હર્ષથી હૈયું હસે
જો દિગ્વિજયનો આજ ડંકો વાગિયો દુનિયાંવિષે. ૨૩

દીવાળિથી દશવાર વધતો હર્ષ બહુ આજે થતો
વીવાહથી વિસવાર લંડનમધ્ય આ ટાણે હતો
આનંદ બેસૂમાર અહિંયાં લોકને હૈયે વસે
જો દિગ્વિજયનો આજ ડંકો વાગિયો દુનિયાંવિષે. ૨૪

પૃથ્વીપરે ચોપાસ ઊડે વાવટા બ્રીટનતણા,
અગણીત જે છે દૂર દેશે શાંતિથી ઝૂલે ઘણા
શું જગત્સિંહકે હિંદકૈસર નામ શું સારૂં દિસે
જો દિગ્વિજયનો આજ ડંકો વાગિયો દુનિયાંવિષે. ૨૫

આ પુષ્પના જે પુંજ છે સુગંધ તેની શી મણા,
અભિષેકઅર્થે આણિયા રીવાજપૂર્વક આપણા
એ પુષ્પને વરસાવિયે ભરિ છાબડે ને છાબડે
આજ દિલિને દરબાર જય જય રાણિનો ફરઝન ચઢે. ૨૬

આ પુષ્પવૃષ્ટી થાય ત્યાં સામાજિકો ઊભા થઇ
ખુબ ગર્જનાથી આશિષો દે હેતથી સામા જઈ

બહુ વર્ષ જીવી રાજ્ય કરજો સૌ કહે આ તાકડે
આજ દિલિને દરબાર જય જય રાણિનો ફરઝન ચઢે. ૨૭

આ દિલ્હિને દરબાર જ્યારે રાણિયે પગલાં કર્યાં
તે વાતને પચ્ચીસ આજે વર્ષ તો પૂરાં થયાં
પચ્ચીસ દૂ પચ્ચાસ બીજી પેઢિયે પદ પરવડે
આજ દિલિને દરબાર જય જય રાણિનો ફરઝનચઢે. ૨૮

પ્રત્યેક કોમે દેવ પાસે આ સમે જઇ માગિયું,
પ્રભુ આજ જાણે ભાગ્ય હિંદુસ્તાનનું ફરિ જાગિયું
તું આપ નિત્યે વિજય નૃપને કાપ કાંટો જે નડે
આજ દિલિને દરબાર જય જય રાણિનો ફરઝન ચઢે. ૨૯

તું કુશળ એને રાખ હરદમ જયમ સદા શાંતી રહે
વળિ દેહનું આરોગ્ય નિત્યે ભોગવે દુખ ના સહે
સૌ આધિયોને વ્યાધિયોથી મુક્ત દેહે નીવડે
આજ દિલિને દરબાર જય જય રાણિનો ફરઝન ચઢે. ૩૦

છે દિનદયાળૂ શાંતિવાળું રાજ્ય બહુ મ્હારાજનું
સ્નેહ ગમતી રાજ્યમાં એ ભુષણુ એના તાજનું
વધુ વંશ એનો પસરજો જયમ, વેલછે વૃક્ષો વડે
આજ દિલિમાં મ્હારાણિજીનો સૂત ગાદીપર ચઢે. ૩૧

અઢારસેં પંચોતરે આવ્યા નવંબર માસમાં
અહિ પાટવી કુમાર થઇને ભાગ્ય કેરી આશમાં
તે સ્વરૂપ આજે શેંનશા થઈ હિંદમાં આવી ખડે
આજ દિલિમાં મ્હારાણિજીનો સૂત ગાદીપર ચઢે. ૩૨

સહુ દેશમાં વીદેશમાં વિસ્તાર એના રાજનો
બહુ જામજો જશ પામજો જય થજો ધાર્યા કાજનો
ભગવાન હો કલ્યાણ એનું હેતની મુજ આશિષે
જો દિગ્વિજયનો આજ ડંકો વાગિયો દુનિયાં વિષે. ૩૩

---

## ઇંદ્રવિજય છંદ.

### ( વિનંતી નવા શેનશાહને. )

---

હિંદ તણી અવનીપર આજ નવે અવતાર ગણું તમનેજી
જૂન તણી છવિશે હતિ ફાળ અતી જબરી મનમાં અમનેજી
તે ટળવા વિનવ્યા હરિને હરિએ અરજી ઉરમાંહ ધરીજી
આપ સિહાસન આજ ચઢો ફળ એ પ્રભુએ બહુમ્હેર કરીજી.૩૪

પાલક લાયક ધર્મધુરંધર છો મહિપાળ દયાળ તમેજી
વીર વિચિક્ષણ રૈયત રક્ષણ છો કરનાર વિપત્તિ સમેજી

હાક તમે વગડાવિ દિધી દુનિયાંપર દેશવિદેશ બધેજી
પાય નરેંદ્ર નમે તમને બહુ બ્રીટનનું સનમાન વધેજી. ૩૫

માન અને જયકારથકી અવનીપર આણ રહી વરતીજી
ને બળથી કળથી દળથી સહુ સાધ્ય કરી ફરતી ધરતીજી
ભૂપતણા પણ ભૂપ ભલા શિરછત્ર તમે નૃપ સર્વતણાજી
રાજ અનૂપમ આનવખંડ અખંડ રહો જુગકાળ ઘણાજી. ૩૬

પૂર્ણ ગણાય સિંહાસન પાવન હિંદ તણું ભુપ આજ ભલેજી
માત તણે પગલે પગલે વરતી જશ લો ડગલે ડગલેજી
રૈયત રાંક ઘણી રહિ તેપર આપ નિધા નજરો કરશોજી
દુષ્ટ દુકાળ પડયો બહુ પાછળ ખાસ દયા દિલ વાવરશોજી.૩૭

અન્ન મળે નહિ ઉદર પોષણ નગ્ન શરીર નથી ડગલાજી
રક્ષણ આપ કરો જનનું બહુ પુણ્ય થશે ઢગલે ઢગલાજી
વ્હાલ હમેશ ધરો નધરો પણ હિંદ હવે તમનેવળગ્યુંજી
બ્રીટનમાં બહુ ભાવ ધરી ગણશો નહિ હિંદ જરા અલગુંજી. ૩૮

---

## આરતી.

**( આ વાંચતી વખત દરબારની સભા ઉભી થશે. )**

**( આમેરૂ મોઘા મૂલનું–એ રાગ. )**

**આજે રાજાનાં લઈએ ઓવારણાં.**

થયા છત્રપતી મ્હારાજ, પેર્યો આજ તાજ
રાજાજીની આરતી. ૩૯

નવમી અગષ્ટે જાણુ શરૂ કર્યા,
યજ્ઞ અશ્વ ફર્યો જગમાંહ, રોકાયો નહિ કયાંહ
રાજાજીની આરતી. ૪૦

પાંચ માસતો અશ્વ છૂટો ફર્યો
આજ પૂરો થયો અશ્વમેધ, રહયો નથી ભેદ
રાજાજીની આરતી. ૪૧

દિગ્વિજયનો ડંકો આજે થયો
અશ્વમેધ તો જડએસલાક, વાગી ગઇ હાક
રાજાજીની આરતી. ૪૨

રાજા સાતમા એડવર્ડ ગાદિયે
આવ્યા હિંદ વિષે હકદાર, પ્રજાના આધાર
રાજાજીની આરતી. ૪૩

આજે સોનેરી છત્ર ધરાય છે
શિર ચમ્મર આજ ઢોળાય, નેકી પોકરાય
રાજાજીની આરતી. ૪૪

લઇ સોનેરી છડિયો ઉભા રહ્યા

બેઉ બાજુ બેઉ છડિદાર, નેકી કરનાર
રાજાજીની આરતી. ૪૫

રાજ મૂર્તીને આજ આરાધિયે
જયમ ઇંદ્રાસને શોભે દેવ, તથા તતખેવ
રાજાજીની આરતી. ૪૬

આજ પુષ્પોથી ભૂપ વધાવિયે
મૂર્તી સ્મરણુ કરી મનમાંય, જાણે આવ્યા હાંય
રાજાજીની આરતી. ૪૭

થયો ભારત ભૂમી બધી તણો
રાજા એડવર્ડ તો શેનશાહ, થઈ વાહ વાહ
રાજાજીની આરતી. ૪૮

આજ આપણું રાજ નવું થયું
મ્હારાણિનો આવિયો નંદ, થયો આનંદ
રાજાજીની આરતી. ૪૯

આજ મંગળ ગીતો ગવાયછે
આજ ચારે ખુણે હિંદમાંહ્ય, જુઓ જયાં જયાંહ,
રાજાજીની આરતી. ૫૦

તાજાં તોરણુ ઝાઝાં નિહાળિયે,

બધે વાવટાને નીશાન, અમલનું અધાણુ
રાજાજીની આરતી. ૫૧

શોભે રાજનગર રળિયામણું,
આજ પુનરપિ બાંધિયું પૂર, આવ્યું એવું નૂર
રાજાજીની આરતી. ૫૨

આજે લોકો દિસે આનંદમાં
હઇડે માતો નથી હર્ષ લેશ, વિવાહુથી વિશેષ
રાજાજીના આરતી. ૫૩

સૌકો મુબારકબાદિયો આપિયે
કરજો રાજાજી સર્વે સ્વીકાર, અમો વફાદાર
રાજાજીની આરતી. ૫૪

કરો રાજ્ય રાણીજીના જેટલું
એથી અધિકો હજો આયુષ્ય, સદા રહો ખૂશ
રાજાજીની આરતી. ૫૫

તારી કિર્તી દેશે દેશ જામજો,
જય તારો થજો જગમાંહ, બાકી રે'ના કયાંહ
રાજાજીની આરતી. ૫૬

તારા વંશની વેલ વધ્યાં જજો,

તારૂં રાજ્ય રહો આબાદ, પડે ના વિષાદ,
રાજાજીની આરતી. ૫૭

પ્રભુ કુશળ તને સદા રાખજો
કહે ભગવાનલાલ આશીષ, નમાવીને શીષ
રાજાજીની આરતી. ૫૮

સમાપ્ત.